# રણમેદાને

[ કુરુક્ષેત્રના મેદાનમાં પાંડવો અને કૌરવોનાં સૈન્ય સામસામી બાજુએ ગોઠવાઇને ઊભાં છે. એ બે સૈન્યની વચ્ચે અર્જુનનો રથ ઊભો છે. ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનના રથના સારથિ છે. ]

**કૃષ્ણ**—અર્જુન ! ઊભો થા; જો, અહીંથી તું બન્ને સૈન્યને નીરખી શકે છે. આજે તારે યુદ્ધ કરવાનું છે, માટે જોઈ લે બરાબર, કે આજે યુદ્ધની રચના કેવી કરવી.

**અર્જુન**—મહારાજ ! અહોહો ! બન્ને બાજુએ કેટલા માણસો ! આ બધા મરવા ભેગા થયા છે ?

કૃષ્ણ—હા, રાજીખુશીથી મરવા ને મારવા ભેગા થયા છે.

અર્જુન—કૃષ્ણ ! આ સામે કૌરવોનું સૈન્ય ?

કૃષ્ણ—હા, અર્જુન !

અર્જુન—પિતામહ ભીષ્મ, દ્રોણગુરુ, કૃપાચાર્ય, કૌરવ ભાઇઓ—બધા તૈયાર થઇને ઊભા છે ?

કૃષ્ણ—હાસ્તો; આજે યુદ્ધ શરૂ થવાનું છે. આ સામે મોખરે દેખાય છે, તે ભીષ્મ છે.

અર્જુન—મારે આજે ભીષ્મ સામે મારો ચલાવવાનો છે ?

કૃષ્ણ—હા; આજે ભીષ્મ સામે; તો કાલે વળી દ્રોણ, કર્ણ, કે એવા કોઈ બીજા મહારથી સામે તારે જ લડવાનું છે.

અર્જુન—એ બધા મારા વડીલોને મારે જ મારવા પડશે ?

કૃષ્ણ—તુંજ બધાને પૂરો પડી શકે તેવો છે. ગાંડીવનો ટંકાર થશે, કે કૌરવસેનામાં ખળભળાટ મચશે.

**અર્જુન**—કૃષ્ણ! મારા વડીલોને, મારા ભાઇઓને, મારા સંબંધીઓને મારે જ આ લડાઈમાં મારવા પડશે?

**કૃષ્ણ**—હાસ્તો; તારા ઉપર તો બધો આધાર છે.

**અર્જુન**—એ બધું પાપ મારે કરવાનું છે, કૃષ્ણ? એ બધું પાપ મારે હાથે? અરરર! કૃષ્ણ! કૃષ્ણ! (અર્જુન ઊભો હતો તે એકદમ ધ્રૂજતો બેસી જાય છે. ગાંડીવ હાથમાંથી પડી જાય છે.)

**કૃષ્ણ**—હાં, હાં, અર્જુન! એકાએક તને ધ્રૂજારી શેની આવી? આખું શરીર રેબઝેબ કેમ?

**અર્જુન**—કૃષ્ણ! મારાથી ઊભા નહિ રહેવાય. મારા પગ ઢગલો ઢગલો થઈ જાય છે. મારી આંખે અંધારાં આવે છે.

**કૃષ્ણ**—અર્જુન! ગાંડીવધારી અર્જુન! ઊઠ, ઊઠ; કોઈ જોશે તો તારું ગાંડીવ લાજશે.

**અર્જુન**—કૃષ્ણ! મારી સામે મારાં સગાંવહાલાંઓને ઊભેલાં જોતાં હું લાજું છું. મારાથી એમની સામે જોઈ શકાતું નથી.

**કૃષ્ણ**—અર્જુન ! અર્જુન ! ગાંડીવ હાથમાં લે. લે, આ ગાંડીવ.

**અર્જુન**—કૃષ્ણ ! આ હાથે હવે ગાંડીવ નહિ પકડી શકાય. મારે એ ઘોર હત્યા કરવી નથી. મારે એ પાપ વહોરવું નથી.

**કૃષ્ણ**—અર્જુન ! આ ગાંડપણ ક્યાંથી આવ્યું ? ગાંડીવ હાથમાં લે છે કે નહિ ?

**અર્જુન**—મારીને કટકા કરી નાખો, તોય ભલે; પણ મારે લડવું નથી.

**કૃષ્ણ**—શું ? આજ લગીની આ બધી તૈયારી તારે ધૂળ મેળવવી છે ?

**અર્જુન**—કૃષ્ણ ! માફ કરો; મારાથી નહિ લડી શકાય. મારાથી મારા કૌરવ ભાઇઓનાં ગળાં નહિ કાપી શકાય.

**કૃષ્ણ**—તારા કૌરવ ભાઇઓ તારા ને તારા ભાઈઓનાં ગળાં કાપે, એ તારાથી જોઈ શકાશે ?

**અર્જુન**—ભલે મારા ભાઈઓ મારું ગળું કાપી નાખે. હું મરવા રાજી છું; પણ મારા ભાઇઓને ને વડીલોને મારવા બિલકુલ રાજી નથી.

**કૃષ્ણ**—ત્યારે શું તું રણભૂમિ છોડીને ચાલ્યો જવા માગે છે?

**અર્જુન**—હા, કૃષ્ણ! આ ઘોર હત્યા કરવા કરતાં સાધુ થઈને ચાલ્યા જવું હું તો પસંદ કરું છું.

**કૃષ્ણ**—અર્જુન! તું બીધો છે. કૌરવોની મોટી સેના જોઈને તું ડરી ગયો છે. ગાંડીવને ધારણ કરનારો આવો બીકણ હશે, એ મેં કદી નહોતું ધાર્યું.

**અર્જુન**—કૃષ્ણ! ભલે તમે મને બીકણ ગણો, બાયલો ગણો; પણ મારાથી આ ગાંડીવનો ટંકાર હવે નહિ થાય. મને તો આ યુદ્ધ કરવા કરતાં હિમાલયમાં જઈને હાડ ગાળી નાખવાં બહુ ગમે.

**કૃષ્ણ**—અરે, મારા વૈરાગી! આ વૈરાગ તને આજ કયાંથી આવ્યો? અર્જુન! તું તારું ને મારું બન્નેનું નાક કપાવવા ઊભો થયો છે કે શું?

**અર્જુન**—મહારાજ! એવું કાં બોલો? શું વૈરાગ સંસારથી ચડતો નથી?

**કૃષ્ણ**—ચડતો છે; પણ તારે માટે તો આજે યુદ્ધજ સર્વથી ચડતું છે.

**અર્જુન**—મહારાજ ! તમે કહેનારા કહી રહ્યા; હું યુદ્ધ કરવાનો નથી. અરે ! સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળનું રાજ્ય મળે, તોય હું યુદ્ધ કરવાનો નથી, તે નથીજ.

**કૃષ્ણ**—ખરેખર અર્જુન ! તું આજે બદલાઈ ગયો છે. સાચું કહું છું, કે તું કૌરવસેનાથી ડઘાઈ ગયો છે. આજે તારી શુધબુધ ઠેકાણે નથી; નહિતર ગાંડીવનો ધારણ કરનાર અર્જુન આજેજ આવો કાયર થઈ જાય ?

**અર્જુન**—મહારાજ ! આજે મને સાચું ભાન થયું છે, કે આ હત્યા કરવી એ મહાપાપ છે.

**કૃષ્ણ**—અર્જુન ! એ તારું ભાન સાચું નથી, પણ ખોટું છે. તારા જેવા શૂરવીર ક્ષત્રિયને તો આજે યુદ્ધ કરવાનું એકજ સાચું ભાન હોવું જોઈએ.

**અર્જુન**—મહારાજ ! સગાંવહાલાંઓને મારીને તો હું નરકમાંજ પડું.

**કૃષ્ણ**—ખોટી વાત છે. અર્જુન ! આજે જો તું રણભૂમિમાંથી પાછો પગ ધરે, તોજ તું નરકમાં

પડે. ક્ષત્રિયોને યુદ્ધમાં લડવાથી બેવડો લાભ છેઃ જીવે છે, તો વિજય ને કીર્તિ મળે છે; ને મરે છે, તો સ્વર્ગ મળે છે, સમજ્યો?

**અર્જુન**—એ સમજણ આજે મને ખોટી લાગે છે. ભાઇઓને મારીને સ્વર્ગ મળે, એ હું નથી માનતો.

**કૃષ્ણ**—કયા ભાઇઓને? કૌરવોને ને?

**અર્જુન**—હા.

**કૃષ્ણ**—કૌરવો જો ભાઈ તરીકે વર્ત્યા હોત, તો તો અર્જુન! આ યુદ્ધ મંડાતજ નહિ; પણ એ ભાઇઓએ તો તમારું સત્યાનાશ વાળવામાં કાંઈ બાકી રાખ્યું **નથી.**

**અર્જુન**—એ હું જાણું છું, કૃષ્ણ!

**કૃષ્ણ**—તો પછી એ તારા ભાઇઓ નથી, પણ દુશ્મનો છે, કટ્ટા દુશ્મનો છે.

**અર્જુન**—પણ દુશ્મનોને મારવાથી મને શો લાભ?

**કૃષ્ણ**—સત્યને સહાય કર્યાનો તને લાભ છે. અર્જુન! તું જાણે છે, કે આ યુદ્ધ આપણે ઊભું કર્યું નથી.

**અર્જુન**—હા, એ હું જાણું છું.

કૃષ્ણ—તો પછી આપણને મારવા ઊભા થયેલા દુશ્મનોને મારવામાં શો વાંધો ?

**અર્જુન**—શો વાંધો એ હું નથી સમજાવી શકતો; પણ મને આ વાત કોઈ રીતે ગળે નથી ઊતરતી.

કૃષ્ણ—અર્જુન ! તું આવો મૂઢ કેમ બની ગયો ? એકાએક આ ભૂત તને ક્યાંથી ભરાયું ?

**અર્જુન**—મહારાજ ! હું મૂઢ છું. મને એક રસ્તો ગમે છે, તમને બીજો ગમે છે. બેમાંથી કયો રસ્તો સારો, એ તમે મને સમજાવો. હું આપને વચન આપું છું, કે જો તમે મારી ભૂલ ભાંગશો, તો જરૂર હું તમારા કહેવા પ્રમાણે વર્તીશ. મહારાજ ! એમજ માનો, કે આજે હું તમારો મિત્ર નથી, પણ શિષ્ય છું.

કૃષ્ણ—અર્જુન ! આજે તું મને છેકજ બદલાઈ ગયેલો લાગે છે. ક્યાં ગાંડીવધારી અર્જુન મહારથી ને ક્યાં આજનો મૂઢ અર્જુન !

**અર્જુન**—મહારાજ ! મારવાં હોય તેટલાં મેણાં મારો; પણ મને આજે ખરો રસ્તો બતાવો.

કૃષ્ણ—ખરો રસ્તો શો બતાવવો હતો? એ તો દેખીતુંજ છે, કે સૌએ સૌ સૌની ફરજ બજાવવીજ જોઇએ. અર્જુન! તું ક્ષત્રિય છે, અને ક્ષત્રિયની ફરજ તું ન સમજે?

અર્જુન—મહારાજ! આજે મને મારી ફરજ શી છે, એ સૂઝતું નથી.

કૃષ્ણ—અર્જુન! આ યુદ્ધ આપણે ઊભું કર્યું છે?

અર્જુન—ના.

કૃષ્ણ—આપણે તો સુલેહશાંતિ જાળવવાને આપણાથી બનતું બધું કરી ચૂકયા; પણ એ દુષ્ટ દુર્યોધન ન માન્યો, તે નજ માન્યો. છેવટે આપણે આ બાકી રહેલો એકજ રસ્તો લીધો, એમાં શું ખોટું કર્યું?

અર્જુન—મહારાજ! આ યુદ્ધનો રસ્તો ન લઈએ, અને સંસાર છોડીને ચાલ્યા જઇએ, તો શું ખોટું? રાજપાટ વિના શું પેટ નહિ ભરાય? સગાંવહાલાંઓને મારીને રાજપાટ ભોગવવામાં હું હવે જરાય સુખ જોતો નથી.

**કૃષ્ણ**—અર્જુન! તું ભૂલે છે; રાજપાટ ભોગવવા માટે આપણે આ યુદ્ધ નથી કરતા.

**અર્જુન**—ત્યારે?

**કૃષ્ણ**—આપણે તો ધર્મનો જય થાય, અને અધર્મનો નાશ થાય એટલા માટે જ આ યુદ્ધ માંડયું છે, સમજ્યો? આપણે સંસાર છોડીને ચાલ્યા જઇએ, તો આ કૌરવો દુનિયા ઉપર કાળો કેર વર્તાવે એવા પાખંડી ને અધર્મી છે; માટે સમજ, અર્જુન! સમજ, કે આપણે આ યુદ્ધ દુનિયાનો ભાર હલકો કરવાને જ લડી રહ્યા છીએ. અર્જુન! આવું ધર્મયુદ્ધ તો મહાભાગ્ય હોય તોજ ક્ષત્રિયોને સાંપડે છે. આવા યુદ્ધમાં ક્ષત્રિયો કદી પાછી પાની કરે નહિ, સમજ્યો?

**અર્જુન**—મહારાજ! એ હું સમજું છું, કે ક્ષત્રિયો યુદ્ધમાં પાછી પાની કરે નહિ; પણ એથી શું કોઈ ક્ષત્રિય ઈશ્વરની ભક્તિ કરવા કે ઈશ્વરનું જ્ઞાન મેળવવા યુદ્ધ છોડીને વૈરાગ ન લઈ શકે?

કૃષ્ણ—લઈ શકે, અર્જુન ! ક્ષત્રિય વૈરાગ લઈ શકે છે; પણ તારા જેવો ક્ષત્રિય યુદ્ધની બધી તૈયારી કરીને પછી એમ કહે, કે હું તો વિરાગી બનવા માગું છું, તો એને તો હું કાયરજ કહું. અર્જુન ! તું આજની ઘડી સુધી ક્ષત્રિય જ હતો; અને એટલા માટે તારે તો ક્ષત્રિયની ફરજ બજાવવામાં જ સાચો ધર્મ માનવો જોઈએ. જે લોકો પોતાની સાચી ફરજ બાજુએ મૂકી, બીજાની ફરજ બજાવવા દોડે છે, તેઓના જેવા મૂર્ખ જગતમાં બીજા કોઈ નથી. અર્જુન ! તું પણ આજે એવીજ મૂર્ખાઈ કરી રહ્યો છે.

અર્જુન—મહારાજ ! મને તો આજે યુદ્ધને યાદ કરતાં પણ કમકમાં આવે છે. એમ થાય છે, કે હું તે ક્યાંઈક નાસી જાઉં ? શા માટે આ બધો હત્યાકાંડ મારે કરવો ?

કૃષ્ણ—(હસીને) ઓહો ! અર્જુન ! શી તારી મૂર્ખાઈ ! તું એમજ માની બેઠો છે, કે આ બધાને મારનાર તુંજ છે, કેમ ? ના, ના; એમ

ન સમજ; એમને મારનાર તું કોણ? શું તેં એમને આ દુનિયામાં અવતાર આપ્યો છે?

**અર્જુન**—ના, મહારાજ! હું ક્યાં એમ કહું છું?

**કૃષ્ણ**—ત્યારે શું એમને મારનાર તું છે?

**અર્જુન**—મારા બાણથી મરે, એટલે મારનાર હુંજ કહેવાઉં ને?

**કૃષ્ણ**—ના, ના; તું મારનાર [illegible] છે. મારનાર ને જીવાડનાર તો એક પરમાત્મા જ છે, સમજ્યો? તું તો ફક્ત કારણ છે, નિમિત્ત છે.

**અર્જુન**—નિમિત્ત બનીને પણ મારાં સગાંવહાલાંઓને મારું એ કેટલું પાપ? અહો! આ એક લડાઈમાં કેટલા જીવની હત્યા થવાની!

**કૃષ્ણ**—અરે, ગાંડા! જીવ તો અમર છે. એ તો મરતોય નથી, ને મારતોય નથી. આ દેહ છે ને, તેજ મરે છે, અરે! બદલાય છે. આત્મા તો અમર છે; એ અમર આત્મા દેહને બદલાવ્યાજ કરે છે—આપણે જેમ ફાટેલાં લૂગડાં કાઢી નાખીને નવાં પહેરીએ છીએ તેમ.

**અર્જુન**—મહારાજ ! ત્યારે મારે આ લડાઈમાં સગાંવહાલાંઓને મારવામાં નિમિત્ત થવું, એમ જ તમે કહો છો ને ?

**કૃષ્ણ**—હા.

**અર્જુન**—તો એમની હત્યાનું પાપ મને નહિ લાગે ?

**કૃષ્ણ**—ના. હું મારું છું, એમ ન માનીશ; પણ મારનાર ને જીવાડનાર તો એક પરમાત્માજ છે, એમ માનીને જો તું આ યુદ્ધમાં તારો સાચો ક્ષત્રિયધર્મ બજાવીશ, તો તને પાપ જરાય નહિ લાગે. અર્જુન ! એ તો એવો નિયમજ છે, કે આપણે જે કાંઈ ફરજ સમજીને કરીએ, અને એના પરિણામની—સારા કે ખોટાની—આશાજ ન રાખીએ, તો એ કર્મનું બંધન કે પાપ આપણને કદી ચોટતું નથી.

**અર્જુન**—ત્યારે માણસે પોતાનાં કર્મ તો મૂકવાંજ ન જોઇએ, એમ ને ?

**કૃષ્ણ**—હા; કોઈ માણસે પોતાનાં કર્મ છોડવાનાં છેજ નહિ. જેને જે કર્મ ઈશ્વરથી સોંપાયાં છે,

તેણે તે કર્મ કરવાંજ જોઇએ. ક્ષત્રિયે ક્ષત્રિયનાં, બ્રાહ્મણે બ્રાહ્મણનાં, વૈશ્યે વૈશ્યનાં, ને શૂદ્રે શૂદ્રનાં કર્મ કરવાં જોઇએ. એ કર્મ કરવામાંજ મોક્ષ છે.

**અર્જુન**—ત્યારે મહારાજ! સાધુજનો ને સંન્યાસીઓ કેમ પોતાનાં કર્મ છોડીને સંસારનો ત્યાગ કરે છે?

**કૃષ્ણ**—કોઈ વિરલા મહાજ્ઞાની કે ભક્તો સંસાર ને સંસારનાં કર્મ છોડે છે, ને મોક્ષ મેળવે છે, એ ખરી વાત; પણ એમનાથીય ખાવાપીવાનાં, પહેરવાઓઢવાનાં, કે હરવાફરવાનાં કર્મ તો છોડાતાંજ નથી. તો પછી કર્મ છોડવા કરતાં જનકરાજાની માફક કર્મ કરવા છતાં મોક્ષ કેમ ન મેળવવો? કર્મ છોડીને મોક્ષ મેળવવા કરતાં કર્મ કરીને મોક્ષ મેળવવો સહેલો છે ને બીજાને પણ લાભદાયી છે.

**અર્જુન**—બીજાને લાભદાયી કેવી રીતે?

**કૃષ્ણ**—જ્ઞાની કે ભક્ત કર્મ કરતા રહે, તો બીજા સામાન્ય માણસો પણ એમનાં કર્મો જોઇને પોતાનું ભલું કરી શકે.

**અર્જુન**—આપનું કહેવું બરાબર છે; કૃષ્ણ ! હું સમજી ગયો. પણ હજી મને એમ લાગે છે, કે જો જ્ઞાની કે ભક્ત પોતાનાં કર્મ છોડી શકે છે, તો મને તમે આ યુદ્ધનું કર્મ છોડતાં કાં અટકાવો ?

કૃષ્ણ—(હસીને) તારી હજી લાયકાત નથી. આજે તને સ્મશાન-વૈરાગ્ય આવી ગયો. મારાં સગાં-વહાલાંને હું મારવાનો, એ હુંપણાને લઇને તને પાપ દેખાયું, તને દયા આવી, અને છેવટે એ ખોટી દયામાંથી તારી કાયરતા જન્મી.

**અર્જુન**—ના, મહારાજ ! હું કાયર નથી.

કૃષ્ણ—ત્યારે થા બેઠો, ને કર યુદ્ધ. લે આ ગાંડીવ, ને કર ટંકાર. આવું ધર્મયુદ્ધ ફરી ફરીને નહિ આવે. આ તો અસત્ય સામે સત્યનું યુદ્ધ છે, અધર્મ સામે ધર્મનું યુદ્ધ છે, સમજ્યો ?

**અર્જુન**—હા, મહારાજ ! સમજ્યો.

કૃષ્ણ—અધર્મનો નાશ ને ધર્મનું રક્ષણ થવું જ જોઇએ. અર્જુન ! આજે તો ધર્મનો જય કરવા

અને અધર્મનો નાશ કરવા તું યુદ્ધ કરે છે; માટે વીર બન, ને કર ગાંડીવનો ટંકાર.

**અર્જુન**—મહારાજ ! મને આ નિર્બળતા આજે જ ક્યાંથી આવી હશે ?

કૃષ્ણ—હોય, અર્જુન ! કયું સારુ ને કયું ખોટું, કયું કરવું ને કયું ન કરવું, એનો ભ્રમ તો ભલભલાને થઈ જાય છે; પણ અર્જુન ! હવે તો તારો એ ભ્રમ ભાંગ્યો કે નહિ ?

**અર્જુન**—ભાંગ્યો, ભગવાન ! ભાંગ્યો. તમારી કૃપાથી મારી શંકા ટળી છે; ને જુઓ, હું યુદ્ધ કરવાને તૈયાર થયો છું.

(અર્જુન ગાંડીવનો ટંકાર કરે છે.)

કૃષ્ણ—શાબાશ, અર્જુન ! શાબાશ, ગાંડીવધારી ! તારો જય છે.

( સમાપ્ત )

ચોધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

## : : બાલનાટકો : :

| | |
|---|---|
| સુદામો (૨ જી આવૃત્તિ) | ૦—૬—૦ |
| રાજસૂયયજ્ઞ (અંક ૧ લો) | ૦—૪—૦ |
| સીતાહરણ | ૦—૫—૦ |
| ડાહ્યું કોણ ? | ૦—૩—૦ |
| દગો | ૦—૧—૦ |
| માતાને બોલે | ૦—૧—૩ |
| દેશને ખાતર | ૦—૧—૩ |
| રણમેદાને | ૦—૧—૦ |
| ભાઈનું બલિદાન | ૦—૧—૦ |

## : : બાલવાર્તાઓ : :

| | |
|---|---|
| બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| કંસવધ | ૦—૨—૦ |


સોલ એજન્ટ્સ :

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ; નાણાવટ—સૂરત.

પ્રકાશક :
જેઠાલાલ જી. ચૌધરી
ગોપીપરું, સૂરત.

મુદ્રક :
નારાયણરાવ એલ. નીકમ
શંકર પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ—સૂરત.